# પ્રકટ પરમેશ્વર

લેખક

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.
વિદ્યાધિકારી, ભાવનગર.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

કિંમત ૧।। આનો.

લેખક—કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા,
તખ્તેશ્વરને રસ્તે—ભાવનગર.

પ્રકાશક—વોરા અબદુલહુસેન આદમજી,
પુસ્તક વેચનાર અને પ્રકટ કરનાર,
રૂવાપરીને દરવાજે—ભાવનગર.

અમદાવાદ:
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રકટ પરમેશ્વર

" નગરી આ શોભીતી સાંપડી, તેને શોધી લે આદિ રે,
જેમાં બંધાયો તું મમત્વ ધરી, તેમાં રહે ન પ્રમાદી રે.
ઈપ્સિત વસ્તુ જે આ જીવની, જન સહુ દશ દિશ શોધે રે,
સહજ મળે તે આ નગરીમાં, વેદશાસ્ત્રાદિ બોધે રે. "

નૃસિંહવાણીવિલાસ.

રાજાની સ્થિતિ મુખ્યત્વે કરીને રાજધાનીમાં હોવાથી ગામડાંના લોકોને તેમના દર્શનનો લાભ ક્વચિત્ જ મળે છે. તેમાં વળી સમ્રાટ્ તો બહુ કરી મુખ્ય દેશમાં વિરાજતા હોવાથી તેમની સંસ્થાનવાસી પ્રજાને તેમનાં દર્શન અતિદુર્લભ હોય છે. જેમ રાજા મોટો તેમ તેનાં દર્શન પામવાની મુશ્કેલી વિશેષ એ નિયમ, સમાજસ્થિતિ અવલોકતાં, સ્થાપ્યો હોય તો ખોટું નથી.

આ લૌકિક નિયમને એક મોટામાં મોટો અલૌકિક અપવાદ છે. પરમેશ્વર રાજાના રાજા, સમ્રાટ્ના સમ્રાટ્ અને દેવના દેવ છે, પરંતુ તેમના સંબંધમાં એક અત્યંત વિચિત્ર બાબત એ છે કે તેમનાં દર્શનસંબંધી મુશ્કેલી તેમની અતિદૂરતાને લીધે નથી, પરંતુ તેમની અતિસમીપતાને લીધે છે. પરમેશ્વરની પ્રજાની સ્થિતિ, કેડે છોકરું છતાં આખું ગામ ખુંદી વળનાર માતાના જેવી છે. એક વાળ અને બીજો વાળ, આંખ અને અંજન, કંઠ અને કંઠો એ વચ્ચે જેટલું અંતર છે તેથી પણ ઓછું અંતર જીવ અને શિવ વચ્ચે છે. ધૂળની રજરજમાં, પાંદડાની રેખારેખામાં અને પ્રાણીના રોમરોમમાં પરમેશ્વર નિવાસ કરી રહ્યા છે અને તે પણ મોકળાશથી. આવા પ્રકટ પરમેશ્વરની અનેક લીલાઓમાંથી કેટલીક લીલાના ગુણાનુવાદથી, આવો બંધુઓ ! આપણે આપણી મલિન મતિને પવિત્ર કરીએ.

ચાલો, આપણે ચોમાસામાં વિહાર કરવા નિકળીએ. સૃષ્ટિની શુષ્કતાનું આર્દ્રતામાં રૂપાંતર થયું છે. તરુઓ જે પૂર્વે નિઃશબ્દ હતા તેમની ડાળે ડાળે

પંખીઓ મીઠું કૂજન કરી રહ્યાં છે. જલના નાના મોટા પ્રવાહો વિવિધ શબ્દ કરતા વધતાઓછા વેગથી વહી રહ્યા છે. સુંદર લીલી સાડી સજી રહેલી ધરણી અનુપમ શોભા ધારણ કરી રહી છે. અહા! જમીન ઉપર કેટલું ઘાસ ઉગ્યું છે! અને ઘાસની જાત પણ કેટલી છે! એક ચોરસ ફુટ જેટલી જ જમીનમાં ઉગેલા ઘાસને હું સૂક્ષ્મદર્શકયંત્રથી તપાસું છું તો મને તેની ૪૦૦ કરતાં વિશેષ જાત માલમ પડે છે. વનસ્પતિશાસ્ત્રીઓએ એકંદર ૫૦૦૦ કરતાં વધારે ઘાસની જાત નક્કી કરી છે! પાંદડાંની સમૃદ્ધિનો પણ પાર નથી. ઝાડ ઉપરથી પાંદડાં તોડી તથા ઘાસનાં તણખલાં તોડી પૃથ્વી ઉપર આપણે પાથરીએ તો તેને માટે ૪,૨૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ કરતાં વિશેષ જમીન જોઈએ. પરંતુ કોઇ કહેશે કે "એમાં શું? ચોમાસાની હરિયાળી અને વનસ્પતિની વિવિધતા એ તો જાણીતી વાત છે." ઉત્તર એ છે કે જાણીતી વાતમાં છૂપાતાં પરમેશ્વરને કોણ અટકાવી શકે એમ છે? પ્રભુલીલાની આટલેથી સમાપ્તિ થતી નથી. વિશ્વંભરના અખૂટ વૈભવને સૂચવનાર એક ચિહ્ન એ પણ છે કે આવી અપાર વનસ્પતિસમૃદ્ધિમાં કોઇ પણ બે પાંદડાં, કોઇ પણ બે તણખલાં સર્વાંશે સરખાં નથી. પ્રત્યેક પાંદડામાં, પ્રત્યેક તણખલામાં કંઇ કંઇ પણ નવીન તત્ત્વ છે. દૈવી વિશ્વકર્માની કેવી ખૂબી કે પ્રત્યેક ઇમારતની 'ડીઝાઇન' ન્યારી હોય છે!

વસંતઋતુમાં પરમેશ્વરની અવનવી લીલા નજરે પડે છે: જુનાં પાંદડાં ખરીને પૃથ્વી ઉપર પથરાઈ રહ્યાં છે, અને જાણે સૃષ્ટિમાંથી ચેતનતત્ત્વ રીસાઈ ચાલી ગયું હોય એમ બોડાં ઝાડ નિવેદન કરે છે. પરંતુ એમ નથી. ચેતનતત્ત્વ ચાલી ગયું નથી: જીવનતત્ત્વ હયાત છે. પરમેશ્વર પોતાના પ્રતિનિધિ સવિતા દેવને આજ્ઞા કરે છે કે—તમે તમારું જોર અજમાવો. ઉપરીના આદેશને વશ વર્તનાર તે કાર્યવાહક દેવ પોતાનાં ઉજ્જ્વલ કિરણોથી પૃથ્વીપટ ભેદે છે. એ કિરણો ઉંડે ઉતરી ઝાડનાં સુતેલાં મૂળિયાંના કાનમાં મંદ મધુર સ્વરે કહે છે—બંધુઓ! નિદ્રા ઘણી થઈ. વેળા વહી જાય છે. ઉઠો અને કર્તવ્ય કરવા માંડો. મૂળિયાં આંખ ચોળી આળસ મરડી તૈયાર થાય છે. વૃક્ષનો જીવનરસ મૂળમાંથી ચઢવા માંડે છે અને રગેરગ પહોંચી જાય છે;

તરુઓને નવ પલ્લવ આવે છે, પક્ષીરૂપ સ્તોતાઓ પોતાના અકલ મંત્રોથી પરમેશ્વરની લીલાનું સ્તવન કરે છે, અને સર્વત્ર આનંદ અને ઉલ્લાસ વર્તી રહે છે.

પેલી શરદ્ઋતુ વીલું મોં કરી કહે છે–હું તો રહી જ ગઈ. સખી! તું રહી ગઈ નથી. અનાથના નાથે તને તજી દીધી નથી. તું પરમેશ્વરની દાનશક્તિની મૂર્ત્તિ છે. તારી કારકીર્દીમાં વનસ્પતિની શક્તિનો પરિપાક થાય છે. એ શક્તિ બીજના રૂપમાં સ્પષ્ટ થાય છે. બીજશક્તિને પરમેશ્વરે કેવાં સુંદર વસ્ત્રોથી અને મનોહર લેપથી શણગારી છે! વાવણીને સમયે ખેડુત વાવવાનાં બી ટોપલીમાં ભરી લઈ જાય છે, પરંતુ કાપણીને વખતે તો એ બીની સંતતિનો સંચય કરવા માટે અનેક ગાડાંની જરૂર પડે છે. સખી શરદ્! પરમાત્માના તારા ઉપર ચારે હાથ છે. એકના સો સહસ્ર તારે હાથે તેઓ અપાવે છે. એમની અવકૃપાની શંકાથી હવે કોઇ દિવસ વીલું મોં કરીશ નહિ.

વનસ્પતિમાં પણ *ઇષ્ટસાધનતાજ્ઞાન કેવું હોય છે! ઝાડનાં પાંદડાં પ્રકાશ તરફ વળતાં રહે છે અને સૂર્યમુખી પુષ્પ તો નિમકહલાલ નોકરની પેઠે અથવા પતિવ્રતા સ્ત્રીની પેઠે સૂર્યની ગતિને અચલપણે અનુસરે છે. વનસ્પતિ માત્રને નાઇટ્રોજન તત્ત્વની જરૂર હોય છે. એ તત્ત્વ વાતાવરણમાં અમાપ છે, પરંતુ બહારોબહાર ગ્રહણ કરી શકાય એવા રૂપમાં નથી. પ્રાણીમાત્રના શરીરમાં એ તત્ત્વ ગ્રહણ કરી શકાય એવા રૂપમાં હોય છે. કેટલાક છોડ રેતાળ અને ખડકાળ ભૂમિમાં ઉગે છે. એવે સ્થળે નાઇટ્રોજનનો બહુ કરીને અભાવ હોય છે, અને એ તત્ત્વની આવશ્યકતા તો પૂરી છે તેથી એવા છોડ કીડાઓનું આકર્ષણ કરે છે અને તેમનું ભક્ષણ કરી ઇષ્ટ તત્ત્વ મેળવી લે છે. ઇશસૃષ્ટિમાં વનસ્પતિભક્ષક કીટ હોય છે એટલું જ નહિ પણ કીટભક્ષક વનસ્પતિ હોય છે.

વળી વનસ્પતિમાં પુરુષતત્ત્વ અને સ્ત્રીતત્ત્વ હોય છે. કેટલીક વનસ્પતિમાં એક જ ફૂલમાં એ બે તત્ત્વો હોય છે અને કેટલીકમાં તો ભિન્ન ભિન્ન વૃક્ષોમાં એ તત્ત્વો હોય છે. ક્વચિત્ એ ભિન્ન ભિન્ન વૃક્ષો સેંકડો માઇલને અંતરે

* પોતાના જીવનનો નિર્વાહ કરનાર સાધનોનું સિદ્ધ જ્ઞાન; કોઇના શિખવ્યાવિના માને ધાવનાર બાળકના જ્ઞાનજેવું.

હોય છે. ક્વચિત્ પુંકેસર પોતાની મેળે ખરી સ્ત્રીકેસરથી સંયુક્ત થાય છે અને બીજની ઉત્પત્તિ થાય છે. બહુ કરીને એ બે તત્ત્વોનો સંયોગ કરનાર જંતુઓ હોય છે, અને વિધિસર વિવાહ થતો જોવામાં આવે છે. પુંકેસર વર છે, સ્ત્રીકેસર કન્યા છે, ભમરો બ્રાહ્મણ છે અને તેઓ ગુંજારવરૂપ વૈદિક મંત્રઘોષ કરી વધૂવરનો હસ્તમેળાપ કરાવે છે !

સમાન આકૃતિવાળા અનેક પુરુષો જ્યારે પરસ્પર આલિંગન કરતા જોવામાં આવે છે ત્યારે આપણે અનુમાન કરીએ છીએ કે એઓ ભાઈ હશે. એ વ્યક્તિઓ જાતે ભિન્ન છે, પરંતુ તેમની માતા એક હોવાથી અને તેમનો પિતા સમાન હોવાથી માતાપિતાદ્વારા તેમનું ઐક્ય છે. આ જ પ્રમાણે વિશ્વના સર્વે પદાર્થો પરસ્પર દૃષ્ટ અદૃષ્ટ આલિંગન કરી રહ્યા છે. પાકેલું ફળ ઝાડ ઉપરથી તુટી પડી પૃથ્વીનું આલિંગન કરે છે. આ આલિંગનનો સુપ્રસિદ્ધ વ્યતિકર અવલોકી મહાવૈજ્ઞાનિક ન્યૂટન પોતાના બુદ્ધિવિભવથી એ સિદ્ધાંત ઉપર આવ્યો કે એવું આલિંગન વિશ્વના સમસ્ત પદાર્થો વચ્ચે વ્યાપી રહ્યું છે. પૃથ્વી ચંદ્રને ખેંચે છે, ચંદ્ર પૃથ્વીને ખેંચે છે, ગ્રહો સૂર્યને ખેંચે છે, સૂર્ય ગ્રહોને ખેંચે છે—સ્વલ્પમાં પ્રત્યેક પદાર્થ બીજા બધા પદાર્થોને પોતાની શક્તિપ્રમાણે ખેંચે છે અને તે પદાર્થોથી તેમની શક્તિપ્રમાણે ખેંચાય છે. નવીન તારો જો ગગનમાં ઉત્પન્ન થાય તો પૃથ્વીને, સૂર્યને તથા બીજા સર્વે તારાઓને અને ગ્રહોને તેના આકર્ષણની થોડી ઘણી પણ અસર થયા વિના રહે નહિ. આથી સિદ્ધ થાય છે કે આખું વિશ્વ કુટુંબ છે, એક અપાર બંધુમંડળ છે, પરમેશ્વર તેના પિતા છે અને મહામાયાશક્તિ તેનાં માતા છે. માતાપિતાનું મૂળથી અસ્તિત્વ જ ન હોય તો ભ્રાતૃભાવની સિદ્ધિ થઈ શકતી નથી, તે પ્રમાણે પરમેશ્વર અને તેમની લીલાને બાદ કરીએ તો વિશ્વના પદાર્થો એક ક્ષણ પણ ટકી શકે નહિ.

આપણી પૃથ્વી પણ પળે પળે પરમેશ્વરની અગાધ લીલાનું બોધન કરી રહી છે. પૃથ્વીનું વજન આસરે ૮૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ મણ છે, પરંતુ સૂર્યના પ્રમાણમાં તે બાળકને રમવાની નાની સરખી દડી જેવડી છે. ચંદ્ર પૃથ્વીથી ૨,૩૮,૦૦૦ માઈલને અંતરે છે. સૂર્ય એટલો

વિશાળ છે કે એના મધ્યબિંદુમાં પૃથ્વીને ગોઠવી હોય અને એ પૃથ્વીની આસપાસ ૨,૩૮,૦૦૦ માઇલને અંતરે ચંદ્ર ફર્યા કરે તો પણ ૨,૦૦,૦૦૦ માઇલની છૂટ રહે ! આપણી પૃથ્વી એક ભમરડા જેવી છે. આકાશમાં તે દર સેકંડે ૧૯ માઇલના વેગથી ફરે છે. એ વેગથી આગગાડી ચાલતી હોય તો ઘણી તડખડ મટી જાય, કારણ કે આપણે ૭ મિનિટમાં મુંબઇથી લંડન પહોંચી શકીએ. પાંચ રતલ વજનના દારુગોળાને પૃથ્વીના વેગથી ઉડાડવો હોય તો આસરે ૪૦૦૦ રતલ દારૂ જોઈએ, તો પછી પૃથ્વીને એટલા વેગથી ચલાવવા માટે કેટલા રતલ દારુ જોઈએ તેની ગણત્રી વિવેકીવર્ગ કરી શકશે.

જલતત્ત્વ પણ પરમેશ્વરના મહિમાનું સૂચન કરવામાં પછાત પડે એમ નથી. અચ્છેર વજનનો બરફનો પિંડ લઈએ. એ સંગીન પિંડને આપણે વરાળનું રૂપ આપવા માગીએ તો આપણને એટલી શક્તિનો ઉપયોગ કરવો પડશે કે જેથી એ પિંડ ૨૭૦ માઇલ દૂર ધકેલાઈ જાય. એજ પિંડના હાઇડ્રોજન અને ઑક્સિજન વાયુઓને જોડી રાખવામાં એટલું સામર્થ્ય વપરાયલું છે કે જેથી આપણે એ પિંડની પાસે અમેરિકાખંડની પૂર્વ પશ્ચિમ અડધી મુસાફરી કરાવી શકીએ. બરફના આવડા પિંડમાં આટલી શક્તિ ગડબાઈ છે, તો એકજ ચોરસ માઇલ જમીન ઉપર પથરાયલા એક ફુટ જાડા બરફના થરમાં કેટલી શક્તિનો સંચય હશે !

એક ફુટ લાંબી, એક ફુટ પહોળી અને એક ફુટ ઉંડી પેટીમાં પાણી ભર્યું હોય તો તે પાણીનું વજન ૬૦ રતલ થવા જાય. હવે કાર્યશક્તિનું માપ નીચે પ્રમાણે થાય છે; ૩૨૦૦૦ રતલ ભારને એક મિનિટમાં એક ફુટ જેટલો ઉંચો ઉપાડવામાં જેટલી શક્તિનો વ્યય થાય છે તેને અશ્વશક્તિ (હૉર્સ–પાવર) કહે છે, કારણ કે ઘોડામાં એટલી શક્તિ છે એ માપથી નક્કી કરવામાં આવ્યું છે. ધારો કે સો ચોરસ માઇલ જમીન ઉપર વરસાદનું સખત ઝાપટું પડ્યું છે, અને એ પાણીનું બાષ્પીભવન કરવાનું છે, અર્થાત્ સૂર્યનારાયણે એ પાણીને વરાળના રૂપમાં અમુક માઇલની ઉંચાઇએ ચઢાવવાનું છે. એ કાર્ય કરવામાં ૮,૦૦૦,૦૦૦,૦૦૦ અશ્વશક્તિની જરૂર પડશે. એ શક્તિ સૂર્યનારાયણ વાપરે છે અને એથી આખી દુનિયાનાં કારખાનાં ચાલી શકે

એમ છે. તો પછી ઝરણાં, તળાવ, સરોવર, નદી, સમુદ્ર એ સર્વના જળના બાષ્પીભવન માટે સવિતાદેવ પ્રતિદિન કેટલી અશ્વશક્તિ વાપરતા હશે !

હનુમાનમાં કેટલું બળ હતું તે રામાયણથી આપણે સારી રીતે જાણીએ છીએ. એ બળ એમને પોતાના પિતા તરફથી મળ્યું હતું. દર ચોરસ ફુટ ઉપર વાયુનું દબાણ આસરે સાડાત્રણ રતલ થાય છે. હવે આપણે એક માઇલિ ઉંચો અને ૧૦૦૦ માઇલિ લાંબો એવો કોઈ પહાડ લઈએ તો તેના ઉપર વાયુનું દબાણ ૧૧૦,૦૦૦,૦૦૦,૦૦૦ રતલ થશે.

પૂર્વના વર્ણનથી પરમેશ્વર જેટલા સમીપ ભાસવા જોઈએ તેનાથી પણ વિશેષ સમીપ તેઓ છે. એનો પૂરાવો આપણી પ્રત્યેકની કાયાનગરી આપે છે. એ નગરી કેવી ચમત્કારિક છે કે તેનો નિર્માતા દૈવી હોવો જોઈએ અને નિરંતર એ નગરીમાં વાસ કરીને રહેલો હોવો જોઈએ એ નિશ્ચય ઉપર આપણે સહજ આવી શકીએ છીએ.

દરજીને આપણે કહીએ કે "ત્રણ કટનો ડગલો બનાવી લાવ" તો તે પ્રમાણે તે બનાવી લાવે છે. ત્રણને બદલે પાંચ સાત કે સત્તર કટનો ડગલો પણ તે બનાવી શકે. પરંતુ તેને જો એકે કટ વિનાનો ડગલો બનાવવાનું કહેવામાં આવે તો તે આભો બની જાય છે અથવા તો આપણને ગાંડામાં લેખે છે. પરંતુ આપણને જે દેહરૂપી ડગલો આપવામાં આવ્યો છે તેમાં નથી સાંધો કે નથી ટાંકો. એવો ડગલો વિશ્વમાં કોઇ પણ કારીગર બનાવી શકે એમ નથી તેથી સિદ્ધ થાય છે કે એ ડગલો અલૌકિક છે અને તેનો બનાવનાર દૈવી છે.

તે જ પ્રમાણે ચાલો, કુંભારને ત્યાં જઈ આપણે તેને કહીએ કેઃ— "અમારે એવો એક ઘડો જોઈએ છીએ કે જેમાંથી વખતોવખત બીજા ઘડા નિકળી શકે." આ આપણું વાક્ય સાંભળી એના મુખ ઉપર જે ભાવ દેખાશે તે ઉપરથી આપણને સમજાયા વિના રહેશે નહિ કે કુંભારના ઘોડા અને આપણી વચ્ચે ઝાઝો તફાવત એ સમજતો નથી. ઘડિયાળીને ત્યાં જઈ આપણે કહીએ કેઃ—"અમારે એવી ઘડિયાળ જોઈએ છીએ કે જેમાંથી પ્રસંગે પ્રસંગે બીજી ઘડિયાળો નિકળે" તો તેને પરમ આશ્ચર્ય એથી થશે કે આપણે ગાંડાની ઇસ્પિતાળના રહેવાસી કેમ નથી. પરંતુ આપણો દેહ

આવો જ એક ઘડો છે, આપણી કાયા એવી જ એક ઘડિયાળ છે. સ્ત્રી-પુરુષને પ્રજા થાય છે તે એક ઘડામાંથી અનેક ઘડા, એક ઘડિયાળમાંથી અનેક ઘડિયાળ નિકળવા બરાબર છે. આપણા દેહ જેવો ઘડો, આપણી કાયા જેવી ઘડિયાળ બનાવી શકે એવો કોઇ પણ કારીગર વિશ્વમાં નથી, એથી સિદ્ધ થાય છે કે એ ઘડો અને એ ઘડિયાળ અદ્વિતીય છે અને તેના નિર્માતાનું મગજ અતિપ્રચંડ હોવું જોઈએ. ઘડામાંથી ઘડા થાય છે એનો અર્થ શું એ નથી કે ઘડામાં કુંભાર રહેલો છે? ઘડિયાળમાંથી ઘડિયાળ નિકળે છે એનો અર્થ શું એ નથી કે ઘડિયાળમાં ઘડિયાળી રહેલો છે? તેજ પ્રમાણે દેહમાંથી દેહ બને છે એનો અર્થ શું એ નથી કે દેહમાં દેહનો નિર્માતા રહેલો છે?

વનસ્પતિસૃષ્ટિમાં જે વિવિધતા ઉપર કહી તેવી જ મનુષ્યજાતિમાં છે. કોઇ પણ બે મનુષ્યનાં મુખ સર્વાંશે સરખાં હોતાં નથી, કોઇ પણ બે મનુષ્યની આંખ બધી રીતે મળતી આવતી નથી, અને કોઇ પણ બે મનુષ્યના અંગુઠા સર્વ પ્રકારે સમાન હોતા નથી. આ પરમેશ્વરલીલાનો વ્યાવહારિક ઉપયોગ ટપાલખાતું કરે છે, કારણ કે એ ખાતાના નિયમથી મનિઑર્ડરની પહોંચ લેનાર શખ્સ જો લખી શકે એવો હોતો નથી તો તેના અંગુઠાની છાપ પહોંચના પૂરાવા તરીકે ચાલી શકે છે, તેમ જ ગુનેગારોને પણ તેમની એ નિશાની ઉપરથી પારખવામાં આવે છે, કારણ કે એ વાત સિદ્ધ છે કે કોઇ પણ માણસની અંગુઠાની છાપ વિશ્વમાં કોઇ પણ બીજા માણસની અંગુઠાની છાપ જેવી નથી.

જે દૈવી નિર્માતાએ આખી કાયાને રચી છે તેણે કાયાના અણુ-અણુને છોડી દીધા નથી. જે દૈવી ચાલક આખી કાયાને ચલાવે છે તે કાયાનાં અણુયંત્રોને પણ પ્રેરે છે. આમ હોવાથી જો કે શરીરના વિવિધ ભાગો પરસ્પર સંલગ્ન અને અન્યોન્યાશ્રયવાળા છે તોપણ તેમનામાં થોડુંઘણું પણ સ્વતંત્ર જીવન છે. શસ્ત્રવૈદ્યોને આ સત્યના પુષ્કળ પૂરાવા મળતા રહે છે. દાઝવાથી અથવા બીજા કોઇ કારણથી ચામડીના અમુક ભાગનો નાશ થયો હોય તો તે સ્થળે બીજા નીરોગ મનુષ્યની ચામડીના કટકા ગોઠવી શકાય છે. યંત્રમાં વાળ સપડાઈ જવાથી આખી ખોપરીની ચામડી ઉખડી

ગઈ હોય તો તે સ્થળે પણ આવી રીતે નવીન ચામડીની યોજના થઈ શકે છે, તે જ પ્રમાણે કપાયલી આંગળીને બદલે નવીન આંગળીની અને રોગી દાંતને બદલે નીરોગ દાંતની ઘટના વૈદ્યવિદ્યાકોવિદો કરી શકે છે.

આમ એક પક્ષે શરીરના વિવિધ અવયવો વધતા ઓછા સ્વતંત્ર જીવનવાળા છે તો બીજે પક્ષે તેઓ દૃઢ બંધનથી જોડાયલા છે અને શરીરના મુખ્ય જીવનમાં ભાગ લેનારા છે. શરીરના વિવિધ ભાગો પ્રથમ તો મજ્જાતંતુઓની જાળથી ગુંથાયલા હોય છે. ખુણેખોચરે એ તંતુઓ વ્યાપી રહેલા હોય છે. શરીરવેદનાનો અનુભવ એ તંતુદ્વારા થાય છે, અને સ્નાયુઓનું આકુંચન તથા વિકસન પણ એથી થાય છે. દીવાની જ્યોત આંગળીને અડે છે ત્યારે દાઝવાની વેદના મગજમાં જ્ઞાનતંતુદ્વારા થાય છે, અને આંગળીને દીવાથી ખસેડી લેવારૂપ સ્નાયુસંકોચક્રિયા ક્રિયાતંતુદ્વારા થાય છે. બીજું સંધાનકારણ લોહી છે. રક્તાશયમાં લોહી એકત્ર થાય છે અને ત્યાંથી તેનું શરીરનાં સર્વ અંગોમાં અભિસરણ થાય છે. નર્મદા જેવી પવિત્ર નદીને કાંઠે આવેલાં સ્થળો જેમ તીર્થ સંજ્ઞાને પામે છે અને તત્પરત્વે તેમનું સામ્ય હોય છે તેમ રુધિરનદીને તટે આવેલાં શરીરનાં સમગ્ર અંગો એક રસનો ઉપયોગ કરનાર હોવાથી તત્પરત્વે સમાન છે. ત્રીજું સૂક્ષ્મ સાંધણ એ છે કે શરીરનો પ્રત્યેક અણુ પોતપોતાનો અમુક પદાર્થ ઉપજાવી તેને રુધિરમાં રેડે છે. આમ થવાથી કાયાનો પ્રત્યેક અણુ બીજા સર્વ અણુઓ સાથે સંબંધવાળો રહે છે. શરીરના અણુઓને પૃથક્ રાખવામાં પરમેશ્વરની લીલાનો જે વિલાસ જોવામાં આવે છે તેથી કંઇ ઓછો વિલાસ તે અણુઓને જીવનરસથી સાંધવામાં જોવામાં આવતો નથી.

પરંતુ પરમ આશ્ચર્યથી આપણને સ્તબ્ધ કરનાર શરીરસંબંધી બાબત બીજી છે. એ ચમત્કાર શરીરના અગ્નિનો છે. મનુષ્યશરીરની ગરમી આસરે ૯૮½ અંશ જેટલી હોય છે. સહરાના ધગધગતા રણમાં એ ગરમીની વૃદ્ધિ જોવામાં આવતી નથી તેમ જ હિમાલયપર્વતના બારે માસ બરફથી વીંટાયલા રહેતા પ્રદેશમાં એની ન્યૂનતા થતી નથી એ શું આશ્ચર્યની વાત નથી ? બે મીણબત્તી સળગાવવાથી જેટલી ઉષ્ણતા ઉત્પન્ન થાય તેટલી ઉષ્ણતા સામાન્ય મનુષ્યશરીરમાં પ્રકટેલી હોય છે એ પ્રકારનું એ ગરમીનું માપ

કાઢવામાં આવ્યું છે. પરંતુ મનુષ્યશરીરનો અગ્નિ દૈવી વંશનો છે. સામાન્ય અગ્નિ જ્યારે દઝાડે છે, બાળે છે અને સંહાર કરે છે ત્યારે શરીરમાંહેલી દૈવી ભઠ્ઠી એવી રીતે પોતાનું કામ બજાવે છે કે જેથી વાળને તો શું પણ વાળના પાંચમા ભાગ જેવડી રગને લેશ પણ ઇજા પહોંચે નહિ. **गीता**માં ભગવાન્ કહે છે—**अहं वैश्वानरो भूत्वा......पचाम्यन्नं चतुर्विधम्।** "હું વૈશ્વાનર થઈને ચાર પ્રકારના અન્નનું પચન કરું છું." આ ભગવદ્‌-વાક્યનું રહસ્ય આપણે આ વિચારશ્રેણિથી વિશેષ સ્પષ્ટ સમજી શકીએ છીએ. **सर्वभक्षी हुताशनः** અગ્નિ સર્વભક્ષક છે એ જનકથન છતાં એ અન્ન-પચનની ક્રિયા એવી શાંતિથી ચાલે છે કે જેથી શરીરનાં સર્વ અંગો અણી-શુદ્ધ ટકી રહે છે. આમ હોવાથી એ વૈશ્વાનર અગ્નિ વિશ્વંભરનો નહિ તો બીજા કોનો પ્રતિનિધિ છે?

પરંતુ આશ્ચર્ય અહિં અટકતું નથી. એક જ ગંગા નદીમાંથી એક સ્ત્રીના ઘડામાં મીઠું પાણી આવે, બીજીના ઘડામાં ખારું પાણી આવે, અને ત્રીજીના ઘડામાં ખાટું પાણી આવે તો કેટલી તાજુબીની વાત કહેવાય! એવી તાજુબી અહર્નિશ આપણા શરીરમાં જોવામાં આવે છે. આપણી કાયામાં સર્વત્ર રુધિરનદી વહી રહી છે તેમાંથી થૂંકનો માંસપિંડ એક પ્રકારનો ખાર ખેંચે છે તો પેટનો માંસપિંડ એક પ્રકારનો ખાટો રસ ખેંચે છે! વળી પેટના ખાટા પાચનરસસંબંધી બીજું મોટું આશ્ચર્ય છે. એ રસ એવો તીક્ષ્ણ છે કે પ્રચંડ બળદનું જઠર પણ પચાવી નાંખે છે, છતાં એ રસ મનુષ્યના પોતાના જઠરને જીર્ણ કરતો નથી એ લીલા શું કદાપિ માનુષી હોઈ શકે? ખરે, લોહીમાં, થૂંકમાં અને પેટમાં પરમેશ્વરનો અકળ નિવાસ આથી સિદ્ધ થાય છે.

વળી પરમેશ્વરની અકળ લીલાથી, આપણે બદલાઈ જઈ બીજા આપ-ણને ન ઓળખી શકે એવા બનતા અટકીએ છીએ. ધારો કે એક માણ-સનું વજન ૧૨૦ શેર છે અને તે દરરોજ બશેર ખોરાક લે છે. એ ખોરા-કની ગણત્રીથી એક મહિનાનો ખોરાક ૬૦ શેર અને બે મહિનાનો ૧૨૦ શેર થયો; અર્થાત્ એ મનુષ્યે પોતાના શરીરના વજન જેટલો ખોરાક બે મહિનામાં ખાધો. હવે શરીરનું વજન ૧૨૦ શેર છે અને ખોરાકનું વજન

પણ ૧૨૦ શેર થયું, તેથી બે માસ પછી શરીરનું એકંદર વજન ૨૪૦ શેર—એટલે બમણું—થવું જોઈએ. પરંતુ તેમ થતું નથી એ શું બતાવી આપે છે? એ જ કે મનુષ્યના શરીરમાં ઘસારો બન્યો રહે છે, અને તેની ખોટ ખોરાકથી પૂરી પડે છે. ઉપરની ગણત્રીથી બે માસમાં આખા શરીરનો ઘસારો થયલો હોવો જોઈએ, કારણ કે એટલા સમયમાં શરીરના વજન જેટલો ખોરાક તે લઈ ચુક્યો છે. આ પ્રમાણે બે માસે નાહ પણ બે વર્ષે, પાંચ વર્ષે, સાત વર્ષે, વા બાર વર્ષે મનુષ્યના આખા શરીરનું પરિવર્તન થતું રહે તો પરિણામ શું આવે? એ કે મનુષ્ય તદ્દન બદલાઇ જાય, જૂનો મટી નવોનકોર બની જાય; અર્થાત્ મનુષ્ય ઓળખી શકાય જ નહિ. પરંતુ કેવી આશ્ચર્યની વાત છે કે શરીર આ પ્રમાણે બદલાવા છતાં આપણા રૂપનું બીબું તેવું ને તેવું જ રહે છે અને આપણને ઓળખવાસંબંધી અડચણ આપણાં સગાંવહાલાંને પડતી નથી! એનો અર્થ એ છે કે શરીરનો દૈવી નિર્માતા શરીરમાંહિ રહેલો છે, એની પાસે શરીરનો નકશો છે, અને એની અકળ સત્તાથી, શરીરનો એક અણુ રૂક્ષ થઈ નિવૃત્ત થતાં, બરાબર તેની જગાએ બીજો નવીન અણુ ગોઠવાય છે. એમ ન થતું હોય તો બાર વર્ષની સફર કરી આવેલા હોરાજીને એમની બીબી ઘરમાં દાખલ જ થવા દે નહિ, કારણ કે બિચારી બીબીને શી ખાતરી કે જે હોરાજી સફર કરવા નિકળ્યા હતા તે જ હોરાજી પાછા આવ્યા છે?

પરમેશ્વર આપણા શરીરમાં મૌન ધરી બેસી રહ્યા નથી, પરંતુ વિવિધ સ્વરોથી આપણને પોતાનો દૈવી સંકેત સંભળાવે છે. એ સ્વરો વિવિધ પ્રેરણાઓ છે. નાવિક પાસે નકશો ન હોય, દિશાસૂચક યંત્ર ન હોય, ગગનમાં સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારાઓની મદદ તેને ન હોય તો જરૂર તેનું વહાણ પવનને વશ થવાનું અને તે દિઙ્મૂઢ બની જવાનો. પરંતુ પેટીમાં પૂરી ભરદરિયે પાંચસો માઇલ દૂર લઈ જવામાં આવેલું કાસદિયું કબૂતર પોતાના બંધનથી મુક્ત થતાં કોઇ પણ પ્રકારની સૂચના કે મદદ વિના સીધી લીટીમાં પ્રયાણ કરી બરાબર પોતાને ઘેર જઈ ઉભું રહે છે એ આશ્ચર્યનું કઈ ભાષામાં આપણે વર્ણન કરી શકીશું? ભલભલા વૈજ્ઞાનિકોની, અને જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચી જનાર ભલભલા કવિઓની મતિને હંફાવે એવો એ વ્યતિ-

કર છે. એથી સિદ્ધ થાય છે કે એ કબુતરને તેના ઘરપ્રતિ દોરનાર અકળ સત્તા તેનામાં જ રહેલી છે. એ સત્તા મનુષ્યમાં પણ અનેક પ્રેરણારૂપે વાસ કરીને રહેલી છે. ક્ષુધા એ પરમેશ્વરનો કલ્યાણકારી સ્વર છે અને તે આપણને કહે છે–પથ્ય ભોજન કરો. તૃષા એ પરમેશ્વરનો બીજો હિતકર સ્વર છે અને તે આપણને કહે છે–શરીરના શુષ્ક થતા અણુઓનું શુદ્ધ પાનથી સિંચન કરો. શ્વાસ લેવાની અને શ્વાસ મુકવાની ઇચ્છા પરમેશ્વરનું ત્રીજું શ્રેયસ્કર સ્વરયુગ્મ છે અને તે આપણને કહે છે–શુદ્ધ વાયુને ગ્રહણ કરો અને અશુદ્ધ વાયુનો ત્યાગ કરો. વ્યાયામ અને વિહારની ઇચ્છા પરમેશ્વરનો ચોથો સુખકર સ્વર છે અને તે આપણને કહે છે–શરીરનાં અંગોને બરાબર કસો અને હરતાંફરતાં રાખો. થાક એ પરમેશ્વરનો પાંચમો મધુર સ્વર છે અને તે આપણને કહે છે–તમે વિશેષ શ્રમ કર્યો છે માટે આરામ લો. બગાસું એ પરમેશ્વરનો છઠ્ઠો મીઠો સ્વર છે અને તે આપણને કહે છે–પ્રવૃત્તિ ત્યજી નિદ્રાનું સુખ ભોગવો. ઉત્થાન એ પરમેશ્વરનો સાતમો કોમલ સ્વર છે અને તે આપણને કહે છે–હવે નિદ્રા ત્યજવાનો સમય થયો છે. એ સ્વર જો સંભળાતો ન હોય તો શબની પેઠે શયનનો અને આપણો કદાપિ વિયોગ થાય નહિ. શુદ્ધ આનંદપ્રવાહ પરમેશ્વરનો આઠમો અતિમીઠો સ્વર છે અને તે આપણને કહે છે–એ રસ્તે ચાલ્યા જાઓ, તમારું શ્રેય છે. દુઃખ એ પરમેશ્વરનો નવમો તીક્ષ્ણ પણ કૃપામય સ્વર છે અને તે આપણને કહે છે–તમે ખોટો રસ્તો પકડયો છે, સબુર ! સમાલો ! સાવધાન ! આ અને આવા અનેક સૂક્ષ્મ સ્વરો પરમેશ્વરના છે, જેથી એ નિશ્ચય ઉપર આવ્યા વિના રહેવાતું નથી કે—

"રમ્ય મૂર્ત્તિ નાથની શી દૃષ્ટિએ તરી રહી !
દિવ્ય કાંતિ કાંતકેરી આ હૃદે રમી રહી !

* * * * * * * * *

વિવિધ રૂપ ધારી નાથ, આવી ચઢે મારે હાથ,
મુજ પ્રતિ કરી દૃષ્ટિપાત, કાળજડું કોરી રહી.
થઇને કદી સુખસ્વરૂપે, થઇને કદી દુઃખરૂપે,
સર્વ સ્થિતિમાંહિ એ જ, આલિંગી મને રહી."

ઉપેન્દ્રગિરામૃત.

વળી શરીર એ વિચિત્ર પ્રકારનું કુરુક્ષેત્ર છે. એ સમરાંગણમાં દૈવી-સંપત્તિરૂપ પાંડવસેના અને આસુરીસંપત્તિરૂપ કૌરવસેના વચ્ચે યુદ્ધ ચાલે છે. આ આધ્યાત્મિક કુરુક્ષેત્ર સુપ્રસિદ્ધ છે, પરંતુ શારીરિક કુરુક્ષેત્ર તરફ થોડાની જ નજર ગઈ છે. શરીરરક્ષક સત્તા અને શરીરસંહારક સત્તા એમ બે પ્રકારનાં સામર્થ્યો શરીરમાં જોવામાં આવે છે. પ્રથમ સામર્થ્યને આપણે પાંડવ કહીશું તો બીજા સામર્થ્યને આપણે કૌરવ કહીશું. એમની વચ્ચેનો યુદ્ધવિધિ નીચે પ્રમાણે છે. ધારો કે કોઇ પક્ષીની પારદર્શક પાંખના અમુક પ્રદેશમાં રોગના જંતુઓ દાખલ થયા છે. હવે આપણે જો સમર્થ સૂક્ષ્મદર્શક યંત્રથી અવલોકન કરીશું તો આપણને નીચે પ્રમાણે યુદ્ધ ચાલતું જણાશે. લોહીના બે પ્રકારના અણુઓ હોય છે, રાતા અને ધોળા. એ ધોળા અણુઓ પાંડવોને ઠેકાણે છે. ( પાંડવો પણ પાંડુવર્ણ રાજાના પુત્ર હતા. ) રોગના જંતુઓ શરીરમાં દાખલ થતાં વિક્રિયાનો આરંભ થાય છે અને તેની ખબર શ્વેત અણુરૂપ પાંડવોને પડે છે. એ પાંડવો, જે લોહીની ઝીણી શિરાઓમાં રહેલા હોય છે, તે ધીરે ધીરે શિરાની દીવાલમાંથી પોતાનું માથું લાંબું પાતળું કરી બહાર કાઢે છે. માથું આ પ્રમાણે કાઢ્યા પછી બીજા ભાગને પણ સંકોચી લઈ ખેંચી કાઢવામાં આવે છે. વીંટીમાંથી રૂમાલ જેમ ખેંચી કાઢવામાં આવે એવી આ ક્રિયા છે. શિરાની દીવાલમાંથી પાંડવો બહાર નિકળી જાય છે પરંતુ પરમેશ્વરની લીલાથી એ દીવાલનાં બાકાં એની મેળે પૂરાઈ જાય છે. બહાર નિકળ્યા પછી એ પાંડવો રોગજંતુરૂપ કૌરવ પાછળ પડે છે, અને જ્યાં ત્યાંથી તેમને તેઓ શોધી કાઢે છે. બન્ને સેના વચ્ચે દારુણ યુદ્ધ ચાલે છે. પાંચ પાંડવો સો કૌરવોને ભારે થઈ પડયા હતા. તે જ પ્રમાણે અહિં પણ છે. લોહીના ધોળા અણુઓની ભક્ષણશક્તિ આશ્ચર્યકારક છે. આવો પ્રત્યેક ધોળો અણુ અનેક રોગજંતુઓને સ્વાહા કરી જાય છે. શરીર-જીવન આ પ્રમાણે પ્રતિદિન ટકી રહે છે, અને રોગના જંતુઓ અતિશય પ્રમાણમાં હોય છે તો જ શ્વેત અણુઓ નિરાશ બને છે અને નાશ પામે છે. ભલભલી સંહારક સેના સામે ટક્કર ઝીલનાર આવી રક્ષક સેનાની નીમણુક પરમેશ્વરે પ્રત્યેક પ્રાણીના શરીરમાં કરી છે, અને પ્રત્યેકનું શરીર આ પ્રમાણે ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર છે.

હવે એક જ આશ્ચર્યકર વ્યતિકર લઈ આ લઘુ લેખની સમાપ્તિ કરીશુ. શરીરની આટલી બધી બાબત આવી, પણ મનની તો એકે બાબત આવી જ નહિ. અંતિમ આશ્ચર્ય મનસંબંધી છે. શરીર અને મનને પરમેશ્વરે એવી ગાંઠથી જોડયાં છે કે કોઇ પણ વૈજ્ઞાનિક તે કળી શક્યો નથી. દાખલા-તરીકે ધારો કે આપણી પાસે બેઠેલા એક માણસના હાથમાં સોય છે. એ માણસ હાથ લાંબો કરી સોયને આપણા પગ પાસે લાવે છે. એ શું થયું? વિજ્ઞાન કહે છે—હાથ લંબાવવાની ક્રિયા અથવા ગતિ. પછી એ માણસ સોયની અણીને આપણા પગના તળિયામાં ભોંકે છે. એ શું થયું? વિજ્ઞાન કહે છે—ભોંકવાની ક્રિયા અથવા ગતિ. જે સ્થળે સોય ભોંકાઈ છે તે સ્થળના મજ્જાતંતુમાં ક્ષોભ થાય છે. એ શું થયું? વિજ્ઞાન કહે છે—ક્ષોભરૂપ ક્રિયા અથવા ગતિ. ક્ષોભ પામેલો મજ્જાતંતુ મગજને હલાવે છે. એ શું થયું? વિજ્ઞાન કહે છે—હાલવારૂપ ક્રિયા અથવા ગતિ. આ પ્રમાણે શરીરમાં આદિથી અંતસુધી ક્રિયા અથવા ગતિ વિના કશું થયું નથી. પરંતુ આ સ્થળે સાક્ષાત્ પરમેશ્વરનો પ્રાદુર્ભાવ થાય છે અને તેઓ ગતિનું જ્ઞપ્તિમાં (જ્ઞાનમાં, વેદનામાં) રૂપાંતર કરી શરીર અને મન વચ્ચે અદૃશ્ય પૂલ બાંધે છે. આજ સવારસુધી પેટ ઘસડી ચાલતો કીડો આજ સાંજે રંગબેરંગી પાંખોથી ઝગ-મગતો પતંગ બની ગગનમાં વિહાર કરે એ પ્રકારનું આ ગતિનું જ્ઞપ્તિમાં રૂપાંતર છે. જેમ જેમ એ સંબંધી વિચાર કરવામાં આવે છે તેમ તેમ આશ્ચર્ય વિસ્તારને પામી અંતર્યામી દેવને આપણી દૃષ્ટિ આગળ ખડા કરે છે.

આ અને આવા અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કે પરમેશ્વર આપ-ણાથી દૂર નથી પરંતુ અતિનિકટ છે. માળાના મણકામાં જેમ સૂત્ર પ્રોવા-યલું હોય છે તેમ વિશ્વના વ્યતિકરોમાં, આપણા શારીર વ્યાપારોમાં અને માનસ વિલાસોમાં પરમેશ્વર અભ્યંતર પ્રેરકરૂપે રહેલા છે. હવે પ્રશ્ન એ ઉઠે છે કે—આવી શરીરમનસામગ્રી આપણને આપવામાં પરમેશ્વરનો શો સંકેત હશે? પુરુષોત્તમનો સંકેત પણ ઉત્તમ હોવો જોઈએ. આપણા અંતઃકરણને જ ચાલો આપણે એકાંતમાં પુછીએ—"તું કઈ વસ્તુઓને ઉત્તમ ગણે છે?" આશ્ચર્ય જુઓ. અંતર્યામીથી પ્રેરાયલું અંતઃકરણ ઉત્તર આપે છે—"મારે

પૂર્ણ જ્ઞાન જોઈએ છીએ, અર્થાત્ અલ્પજ્ઞ મટી સર્વજ્ઞ થવું છે. મારે પૂર્ણ આનંદ જોઈએ છીએ, અર્થાત્ અલ્પાનંદી મટી પૂર્ણાનંદી થવું છે. મારે પૂર્ણ જીવન જોઈએ છીએ, અર્થાત્ અલ્પજીવી મટી પૂર્ણજીવી થવું છે." સ્વલ્પમાં, **सत्–चित्–आनन्द** એ જે પરમેશ્વરનું સ્વરૂપ છે તેને પ્રાપ્ત કરવા તરફ અંતઃકરણ પોતાનું અચૂક વલણ જાહેર કરે છે. પૂર્ણ જીવન, પૂર્ણ જ્ઞાન અને પૂર્ણ આનંદ એ ત્રણ ભિન્ન પદાર્થો નથી, પરંતુ વસ્તુની લંબાઈ, પહોળાઈ, ઉંડાઈની પેઠે તેમની એકરૂપતા છે. તેમાંનું એક પણ હાથ આવતાં સમગ્ર **सच्चिदानन्द** તત્ત્વ હાથ આવે છે. તો પૂર્ણ જીવનસંબંધી જ એક ક્ષણ વિચાર કરીએ. પૂર્ણ જીવનસંબંધી ઊર્મિ આપણા પ્રત્યેકના ઉરમાં કેવી ઉછાળા મારી રહી છે! સેંકડો વર્ષ ઉપર જનકરાજાના દરબારમાં અતિસમર્થ વિદ્વાનોનું સંમેલન થયું હતું. તે પ્રસંગે આ પૂર્ણ જીવનનો વિષય સૂક્ષ્મમાં ચર્ચાયો હતો. આર્તભાગ નામના જિજ્ઞાસુએ સમર્થ બ્રહ્મવિદ્ મહાત્મા યાજ્ઞવલ્ક્યને પ્રશ્ન કર્યો—**यदिदं सर्वं मृत्योरन्नं कास्वित्सा देवता यस्य मृत्युरन्नमिति** વિશ્વના સઘળા પદાર્થોનું મૃત્યુ ભક્ષણ કરે છે તો એવો કોણ દેવ હશે જે મૃત્યુનું ભક્ષણ કરતો હોય? યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યું—**अग्निर्वै मृत्युः सोऽपामन्नमप पुनर्मृत्युं जयति** અગ્નિ એ મૃત્યુ છે અને જળ એ મૃત્યુનું ભક્ષણ કરે છે; આ પ્રક્રિયા જાણનાર મૃત્યુનો જય કરી શકે છે, અર્થાત્ પૂર્ણ જીવન ભોગવી શકે છે. એ પ્રક્રિયા કઈ? અગ્નિ કયો? સામાન્ય કે બીજો કોઈ? જળ કયું? સામાન્ય કે બીજું કોઈ? આનું સ્પષ્ટીકરણ યાજ્ઞવલ્કયે કર્યું નથી. એ ગૂઢ વિષયના સ્પષ્ટીકરણ માટે યાજ્ઞવલ્કયે તપશ્ચર્યાની જરૂર કદાચ જોઈ હશે, અને જરૂર હોય તોપણ સમજી શકાય એમ છે, કારણ કે પૂર્ણ જીવન અને તેની સાથે ઘસડાઈ આવનાર પૂર્ણ જ્ઞાન તથા પૂર્ણ આનંદથી શ્રેષ્ઠ કઈ વસ્તુ પૃથ્વીમાં અથવા પૃથ્વી બહાર હોઈ શકે?



# કેટલાએક લેખો.

—નીતિ, ધર્મ, અંતઃકરણનાં તત્ત્વોનું પૃથક્કરણવગેરે અનેક ઉચ્ચ કોટિની બાબતો આ સંવાદ છે. કિંમત ૩ આના.

**૨. ઉપદેશવચન**—( અનેક ઉત્તમ ચિત્રોથી શોભિત )—બાળકો નીતિકેળવણીનો સંગીન પાયો. ગુજરાતી ધોરણ ૩ થી ૭ અને ઇંગ્રેજી ધોરણ ૧ થી ૩ ના વિદ્યાર્થીઓમાટે ખાસ નિર્મીત. કિંમત ૨ આના.

**૩. રતરતનાં રત્નો**—યુવકોને પુરુષાર્થના પાનો ચઢાવનાર એક નાનો-સરખો સંદેશ. કિંમત ૦॥ આનો.

**૪. બીડીની બલા**—( સચિત્ર )—તમાકુથી થતાં તડફડતાં નુકસાન બાળકોની સાથે સંભાષણની અસરકારક શૈલીથી દર્શાવનાર લેખ. કિંમત ૧॥ આનો.

**૫. પ્રકટ પરમેશ્વર**—પરમેશ્વરની અનેક અકળ લીલાઓના વર્ણનપૂર્વક પરમેશ્વર અહર્નિશ આપણી પાસે જ છે એવી દૃઢ પ્રતીતિ કરાવનાર નિબંધ. કિંમત ૧॥ આનો.

**મગાવાનાં ઠેકાણાં:—**

**વનગર**—અબદુલહુસેન આદમજી, પુસ્તક વેચનાર.

—એન. એમ. ત્રિપાઠીની કંપની, કાળકાદેવી.

—ઠક્કર બહેચરજી મેઘજી, પુરા બજાર.